॥ શ્રી ડાકોરના ॥

# રણછોડજીના

## ગરબા.

પ્રસિદ્ધ કર્તા

બુકસેલર શંકરલાલ ઉમયાશંકર પાઠક.
શ્રી શારદા પુસ્તકાલય ડાકોર

આવૃત્તિ ૧ લી પ્રત ૪૦૦૦

સંવત ૧૯૮૦ સને ૧૯૨૪

ડાકોર ટેમ્પલરોડ ઉપર આવેલા પોતાના શ્રી "હરિહર પ્રીન્ટીંગ પ્રેસ"માં જોષી જગન્નાથ જયશંકરે છાપ્યું અને પાઠક શંકરલાલ ઉમીયાશંકરે શ્રી શારદા પુસ્તકાલય ડાકોર-માંથી પ્રસિદ્ધ કર્યું

કીમત રૂ ૦-૧-૦

# શ્રી શારદા પુસ્તકાલયનું સુચિપત્ર.

| | |
|---|---|
| રામાયણ ગીરધરકૃત ( ગ્લેજ ) | ૪-૦-૦ |
| ,, રફ | ૩-૦-૦ |
| રામાયણ તુલસીદાસકૃત ગુજરાતીમાં | ૧૦-૦-૦ |
| મહાભારત વલ્લભવ્યાસકૃત | ૭-૦-૦ |
| ,, દુર્ગાદાસકૃત | ૨-૮-૦ |
| શ્રીમદ્‌ભાગવત ગુજરાતી ભાષા | ૬-૦-૦ |
| જાલંધર આખ્યાન. | ૧-૦-૦ |
| પાન્ડવ અશ્વમેધ | ૦-૮-૦ |
| સુધન્વા આખ્યાન | ૦-૬-૦ |
| મચ્છવેધ | ૦-૬-૦ |
| અભિમન્યુનો ચક્રાવો | ૦-૬-૦ |
| સુરેખા હરણ | ૦-૬-૦ |
| પાંડવનું જુગટુ | ૦-૬-૦ |
| દયારામકૃત | ૧-૪-૦ |
| પ્રીતમ વાણી. | ૦-૮-૦ |
| છોટમકૃત કીર્તનાવળી. | ૦-૮-૦ |
| બોડાણા આખ્યાન | ૦-૧-૦ |

ડાકોર શ્રી રણછોડરાયજી મહારાજનો વૃત્તાંત
( ગોર અને સેવકો વચ્ચે થયેલો સરકારી ફેસલો )
અંગ્રેજી ૦ ૧૨-૦ ગુજરાતી ૧ ૦ ૦

### ડાકોરના

# રણછોડજીના ગરબા

**અલબેલી અંબેમાત જોવાને જઈએ....એ રાગ.**

છોગાળા છબીલા છેલ, રણછોડ રંગીલારે,
કરી બોડાણા ઊપર મેહેર, છો મોરલીવાળા. રણછોડ ૧
અકળ કળા અલબેલા તારી, પાર ન પામે શેષરે,
વેદ વિચારી વિસ્મય પામ્યા, સમજાયો નહી દેશ. રણુ૦ ૨
મહા મોટમ મહારાજ તમારી, મુખથી કેમ કહેવાયરે,
સમુદ્રમાંથી ચાંચ ભરે જેમ, પંખીની તૃષા જાય. રણુ૦ ૩
મંદ અતિ મહારાજ મહારી મલીન મારૂ મનરે;
શરણે રાખો શામળીઆ મને, જાણી તમારો જન. રણુ૦ ૪
દ્વારકાના વાસી મહા રાય, રણછોડ તમ રૂ નામરે,
ઘણી દયા ગુજરાત ઉપર કરી આવ્યા ડાકોર ગામ. રણુ૦ ૫
બોડાણાની ભક્તિ ભાવી ભુદરજી ભલી તમનેરે,
અકળકળીયા ધરણીધર, દુરલભછો અગમ નિગમને. રણુ૦ ૬
ધન્ય બોડાણા ધીરજ તારી, ધન્ય ધન્ય તારી માતરે;
પાતળિયો પોતાનો કીધો હેતે લીધા હાથ. રણુ૦ ૭
સીતેર વર્ષ સેવા કરી, શામળીયો સમજાવાયરે;
ડાકોરથી સો દ્વારકા માહે, વર્ષ બે ત્રણ ફેરા થાય. રણુ૦ ૮
કરમાં તુળસી વાડીને જોય, ચતુર્ભુજને ચઢાવી રે,

કૃષ્ણજીનો ઉત્તમ ત્યારે દીલમાં દયા આવી, રણુ૦ ૯
અલબેલા બોલ્યા એમ મુખથી, બોડાણાની સાથરે,
એકાંતે આવીને કહ્યું તે કોઈએ ન જાણે વાત રણુ૦ ૧૦
ઘણા દિવસ તે મારે કાજે, મહા મોટુ કષ્ટ કીધુરે,
વપુ તારૂ વૃદ્ધ થયુ તે જોઇ મારૂ મન બીધું. રણુ૦ ૧૧
તે માટે હુ તારી સાથે આવુ તારે ગામરે,
તારે ચરણે નથી ચલ હું, તે માટે તજવુ ધામ. રણુ૦ ૧૨
કહ્યુ મારૂ માની કાલે જાવું ડાકોર ગામરે,
ડામણુ લાવ તુ વાત ન ફુટે, મનમાં રાખી હામ રણુ૦ ૧૩
બોડાણો કહે બાપુજી હું, ડામણુ ક્યાંથી લાવુ રે,
મારે ઘેર તો નથી મહારાજ, કેમ કરી ને આવુ. રણુ૦ ૧૪
મોહનજી કહે માગી લાવો, જેવી તેવી વેહેન રે,
જાત જોયાનુ કામ નથી, બે જોડી લાવો બેલ રણુ૦ ૧૫
બોડાણાને વચનજ આપી, વિદાય કીધો વળતીરે,
વનમાળી કહે તારે માટે, વાત આવી છે મળતી. રણુ૦ ૧૬
વારૂ કહીને વીઠલજીને ચરણે પડયો કરજોડ રે;
લજ્જા મારી લટકાળા, તમો રાખજો જે રણછોડ રણુ૦ ૧૭
અતિ આતુરતા અંગમા તેના, આવ્યો ડાકોર ગામરે,
પાડોશી પ્રત્યે કહી માગ્યુ, તમ સરખુ છે કામ રણુ૦ ૧૮
ઉપકાર માનુ તમતણો જો આપો બળદને વહેલરે,
જાવુ દ્વારકા છેલ્લો ફેરો, શ્રીકૃષ્ણજીની ટેલ રણુ૦ ૧૯
પુરવાસી પાડોશી કહે ભાઇ જેવી તેવી મળશેરે,

જેમ તેમ કરીને જોડી જાઓ, ભાગ્ય તમારૂં ફળશે. રણુ૦ ૨૦
એવુ સાભળી ઉઠયા પોતે, વારૂં કહી વેલ જોડીરે,
વેલા કરતા વનમાળીના મંદીર પાછળ છોડી રણુ૦ ૨૧
ગુગળી સહુકો હસવા લાગ્યા, કૌતક સરખી વાતરે,
બોડાણો તો આણે આવ્યો, લેઈ જવાને નાથ રણુ૦ ૨૨
વેહેલ ને બે બળદ જોતા, હસ્યા મુખ મચકોડીરે,
ત્રિભુવનમાં નહી મળે ભાઇ, આવી બેલની જોડી. રણુ૦ ૨૩
બોડાણો કહે હસો ભાઇઓ હસ્યા સરખી વાતરે,
ઇશ્વર ઇચ્છા કોઇન જાણે, કેવું થશે પ્રભાતે રણુ ૨૪
સંધ્યા થઇને શયન કરાવ્યુ રણુછોડને રંગભેરરે,
અડધી રાતે ઉઠયા પોતે, પ્રીતમ કરીને પ્રેર રણુ૦ ૨૫
તાળા તોડયા ભુંગળ ભાગી, આવ્યા મંદિર બહારરે;
બોડાણાની પાસે આવી, પ્રેમે કર્યો પોકાર રણુ૦ ૨૬
જાગ જાગતું ઝટ પટ કરીને વિઠલ કહે વેહેલ જોડરે;
બોડાણો ઝબકીને જાગ્યો દીઠા શ્રી રણછોડ. રણુ૦ ૨૭
ગદ ગદ કંઠે ગળગળુ બોલે, થર થર ધ્રૂજે અંગરે;
ગોવીંદજી હવે ગત થી થાશે, તમો રાખજો રંગ. રણુ૦ ૨૮
બળદ પુછ મરડી મારૂ પણ ચાલે નહી લગારરે,
પ્રાત સમે તો પકડશે મુને, મારશે બહુ વિધ માર રણુ૦ ૨૯
જગજીવન કહે જેમ તેમ કરીને, ઝાંપા સુધી કહાડરે;
હાંકીશ પછી હું હેત કરીને, માનીશ તારો પાડ રણુ૦ ૩૦
જેમ તેમ કરતા ઝાંપા સુધી પાછલી રાતે પહોચ્યારે;

ચશ પરોણો પોતે લીધો, બોડાણો માંહે સુતા. રણુ૦ ૩૧
વેગે વહેલ ઉરાડી પોરે અંત્રીક્ષથી અલબેલેરે,
ઉમરેઠને ડાકોરની વચ્ચે, લાવીને તો મેલે. રણુ૦ ૩૨
બોડાણાને કહે જગજીવન, જાગી જોને વાટ રે. /
પ્રાત' થયો ઉઠ આળસ મેલી જો આવ્યો કંઇ ઘાટ. રણુ૦ ૩૩
આખ ઉપાડી ઉચુ જોયુ બોડાણે તેણી વારરે;
શામળીઆ સીમાડો મારા, ગામતણો નિરધાર. રણુ૦ ૩૪
અલબેલો ઉતરીઓ હેઠે લિબ તળે લટકાળોરે,
વિશ્રામ કીધો વાવડીએ થંભીને થાક ટાળ્યો. રણુ ૩૫
લિબડાનુ લટકાળા તમે એક ડાળ કીધુ મીઠુ'રે,
કર અડકાડી કડવાશ કાઢી, તે સર્વે દ્રષ્ટે દીઠુ રણુ૦ ૩૬
પાતળાએ ત્યાં પગલા પાડયા, 'પોતાના સાક્ષાત રે,
અદ્યાપી એ ધાણી તેની, સર્વે જાણે વાત. રણુ૦ ૩૭
એમ કહી અલબેલા આવ્યા દડબડ ડાકોર ગામરે,
બોડાણા પ્રત્યે એમજ બોલ્યા મને રહેવાનો કર ઠામ રણુ૦ ૩૮
ધરણીધર કહે ધામ તજયુ મે તેસહુ કોઈએ જાણ્યુ રે
મંદિરમાં મુજને નહી દેખે, જયારે વહાશે વહાણુ રણુ૦ ૩૯
ધસમસ ધસમસ ધાઇ આવશે ગુગળીઓ ઘરવાળારે
શામળીયો કહે મુજને સતાડી તુ ઝાલી બેશને માળા રણુ૦ ૪૦
ગોમતીમા ગોવીંદજી પેઠા વાવમા વનમાળીરે,
માળા દેતા ગુગળી આવ્યા થોડે દીવસે ચાલી રણુ૦ ૪૧
બોડાણાને બાંધીલાવો ગુગળો એમ બોલ્યારે,

બોડાણો ગોરસ લઇ મળવા ગયા સહુના પહેલા રણુ૦ ૪૨
આવતામાં આખ ચઢાવી ગુજરીએ વીકાળરે;
ચોરતુ કેમ ચોર લાવ્યો જુદરજી ભુપાળ. રણુ૦ ૪૩
બોલ બોલ કહી બરછી મારી મુર્ચ્છાગત તે પાડયોરે,
અંગીકાર કરી અબળેલે, કુખમા દીસે ખાડો. રણુ૦ ૪૪
ગોમતીમા રૂધીર થયુ તે જાહેર જુગ મોઝારરે,
એ એધાણે અબળેબોજી શોધી કાઢયા નીર બહાર રણુ૦ ૪૫
એ વચને ત્યાથી બળવત બોલ્યા હુ હવે નહી આવુરે,
મુજ બરાબર સોનુ લઇને, કરો તમે મન ભાવ્યુ રણુ૦ ૪૬
લાલચમા લપટાણા સાથે લોભમા લેવાયારે
સરકાર સર્વે પચ મળીને શ્રાસ તીરે લાવ્યા, રણુ૦ ૪૭
સામા સાગુ લખ્યુ લઇને, બોડાણો એમ બોલ્યારે,
એકારે અબળેલા સાથે પ્રીતે પડદો ખોલ્યો રણુ૦ ૪૮
મહારાજ મુજ પાસ નથી વાલ કેશી વીટીરે,
સોનુ જોઇએ શામ બરાબર ચીત્તમાં ચીતા પેઠી. રણુ૦ ૪૯
ગોત્રી દજી કહે ઘેર જાઇને ગગા બાઇને પુછોરે,
સવા વાલની વાળી છે. તે લાવો કાં તમે ધ્રુજો. રણુ૦ ૫૦
ઘેર આવીને ગગાબાઇને વાત કહી વીરતાંરીરે,
વાળી લઈ વનમાળી તેડે, ગોવીદની ગત ન્યારી. રણુ૦ ૫૧
તરત લેઇને તીર આવ્યા વાળી રાખી પાસરે;
લજ્જા રાખજો લટકાળા, હુ ચરણ કમળની દાસ રણુ૦ ૫૨
વડની ડાળે તાણુ બાધી બોડાણોજીને તોલ્યારે;

વાળી નમીને ત્રાસમ કરત્યા ત્વ જે જે સહુકો બોલ્યા રણ૦ ૫૩
ઝાંખા થઈને જગજીવનને ગુણળી ગાળો દેછેરે,
કાળા તુજમા કપટ ભર્યું છે જુડ ઘણેરૂ રહેછે. રણ૦ ૫૪
બાળપણે તે મામો માર્યો મથુરા નગરી માહેરે,
આજ લગી અમને અથડાવ્યા હવે જઇએ ક્યાંય. રણ૦ ૫૫
પ્રભુ કહે પાછા ફરો જાઓ દ્વારકા મોઝારરે,
સ્વરૂપ મારૂ સેવગ્રી માછે તે કહાડજો બહાર રણ૦ ૫૬
નિરાશ થઈ નિસાસો મુકી ગુગળી ઘેર પધાર્યારે,
સેવગ્રીમા જઈને જોયુ પ્રભુ ત્યાંનો પધાર્યા રણ૦ ૫૭
સંવત બારને બારમા પ્રભુ બાકી કશી ન રાખી રે,
દયા કરી ડાકોરમા આવ્યા તે સર્વે પુરે સાખી. રણ૦ ૫૮
વરસ પાંચસો અગણોતેર સુધી અલબેલે એમ કીધુરે,
ત્યાં લગી તો ગોમતિ તીરે સહુને દર્શન દીધુ રણ૦ ૫૯
અભેશીંગ એક રાજા આવ્યો મારવાડથી મોટોરે,
પીલાજી શુ પ્રપંચ કીધો મનમા મેલછે ખોટો રણ૦ ૬૦
તેણે મન માન્યુ મોહનજીનુ મંદિર તો આદરવુરે
જગજીવનને જેમ મેળવવા પરમેશ્વરનુ કરવુ રણુ ૬૧
ગરજ કીધુ જાણી વજીર રતનસીંગને તેડેરે,
મોહનજીનુ મંદિર મોટુ કર તું દીવસ થોડે રણ૦ ૬૨
મંદિર કરીને મહારાજને પધરાવ્યા ત્યાં પ્રીતેરે,
સંવત સતર એકાશીમા રંગીલો રંગ રીતે રણ૦ ૬૩
માણેકબાગીએ મેળા કીધો મોહનને મન ભાવેરે

વૈષ્ણવ વાજીંત્ર લેઇ સર્વે સંત સમાજે આવે. રણુ૦ ૬૪
મોટુ મહાત્મ જાણીને જન સર્વે દર્શને આવેરે,
ભેટ સામગ્રી શણગાર સારા શામળીઆને લાવે રણુ૦ ૬૫
ભેળો મહા ભારત થયો તે,મંદિરમાં ન માયરે;
જગજીવનને જોવાને તો જન તણા જીવ જાય. રણુ૦ ૬૬
ત્યારે મહારાજે ચુતસુમો કીધો,મંદિર મોટુ કીજેરે
ઉંચે આસને અમો બેસીને, દર્શન સહુને દીજે રણુ૦ ૬૭
નાળીએરને તરત કહ્યુ તે, ક્ષણ ન લાગી વારરે,
ડાકોર મધ્યે દોડી આવ્યો પુનાનો રહેનાર. રણુ૦ ૬૮
આવીને આલબેલા કેરૂ, આરંભ્યુ મંદિર રે,
સલાટ સારા શોધી કહેછે, વેગે કરજો વીર રણુ૦ ૬૯
કામ કરતા કસર ન કરશો, પૈસો પુરો પાડુરે,
ધન તો ધરણીધરનુ સર્વે ધ્યાન મુસ્તક આડુ. રણુ૦ ૭૦
પાયામાંનો પત્થર પુર્યા સીસુ ઢોળ્યુ સારરે,
મોહનજીનુ મંદીર કીધુ, શોભાનો નહી પાર. રણુ૦ ૭૧
મહારાજશ્રીનું મંદિર ત્યા તો ત્રીજે વરસ તૈયારરે,
પ્રભુજીને પધરાવા તણો કીધો છે નીરધાર રણુ૦ ૭૨
સર્વ મળીને શામળીઆની પાસે આવ્યા પ્રીતરે,
મુહુર્ત જોવા માટે જોશી તેડાવ્યા રંગ રીતે રણુ૦ ૭૩
મુહુર્ત જોઇને જોશી કહે છે, મંદિરમાં પધરાવોરે;
મોટુ મુહુર્ત આજ દહાડો ફરી ન આવે આવો. રણુ૦ ૭૪
આલબેલાજીને ઉંચકે પણ, ખસે નહી તલ માત્રરે,

વિચારી સહુ વિસ્મય પામ્યા ભજિવા સહુના ગાત્ર રણ૦ ૭૫
શુ થાશે શામળીયા મોટુ મંદિર મીથ્યા થાશેરે,
તાંબેકર કહે ટેક રાખજો લજ્જા મારી જાશે રણ૦ ૭૬
પુણ્યદાન બહુ પેરે કીધા પાતળિયો પધરાવારે,
તો એ પણ મોહન નામાને મોટે મંદીર જાવા રણ૦ ૭૭
સાંજ પડીને સહુ કોઇ થાકયા કયાય ન સુઝે વાતરે,
અલખેલાને એ ગમ્યુ કહી હેઠા પડીઆ હાથ રણ૦ ૭૮
પ્રભુએ પ્રેર્યા પુરવાશી કોઇ બોલ્યો એવી વાતરે
જગજીવનને જોઇએ ભાઇ મો બોડાણાની જાત રણ૦ ૭૯
તેના કુળમા કોઇ હાયનો, અલખેલાજી હોરે,
ખોળ કરીને ખબરમ ગાવો, તો ત્રીકમજી તુઠે રણ૦ ૮૦
શોધ કરીને શોધી કાઢયો કુળ મધ્યનો કોઇરે,
જોતામા જગજીવન કેરૂ મન ઠહર્યું છે મોહી રણ૦ ૮૧
અલબેલાને અંગે અડકયા સંગે સઘળો સાથરે
અંતરીક્ષ ઉઠયા અલખેલો, તે કોઈ ન જાણે વાત. રણ૦ ૮૨
પ્રીત કરી પાતળિયો લઇને મોટે મંદિર આવ્યાર,
સિંહાસન ઉપર શામળીયો હરજી હેતે માડયા રણ૦ ૮૩
સંવત અઢાર અઠયાશીસે પ્રીતકરી પધાર્યારે,
સહુને સુખ આપ્યુ સામળીએ, અંગે રંગ વધાર્યા રણ૦ ૮૪
બોડાણાનુ બીરદજ ગાવા, વંશ બોલાવ્યો વહાલેરે,
તાંબેકર તને તેડીને સરપાવ સારો આલે. રણ૦ ૮૫
ડાકોર કીધુ દ્વારકા તેં, તોકમજી તતકાળ રે,

લવ લવ મારી હેએ ગણજો, તમો પિતા હુ બાળ. રણ ૮૬
સીંહાસનની શોભા સારી, આરસનુ મઢી મામરે,
મધ્યે મોહન તમે બીરાજો, જોવા સરખુ ધામ. રણ૦ ૮૭
ચરણકમળનું ચિંતવન કરતા ચીંતા ચીત્ત ઓલાયરે,
નેપુર ઝાંઝર ઘુઘરીઓ અલબેલા લેવુ બલાય. રણ ૮૮
પીતામ્બર પીળુ છે, તેની જડીત છે કોર રે,
જડીત કંદોરો જોડે શોભે ઘુઘરીઓ ઘન ઘોર રણ૦ ૮૯
કસબી વાગો કનક સરીખો, પટકો પીળો શોભેરે,
લેહેર કસબની છેડા ઉપર અલબેલાને ઓપે. રણ૦ ૯૦
ચારે હાથે ચતુર્ભુજને કડા ચુનીઓ તાળાં રે,
સાંકળી સુગે સારી શોભે બાજુબંધ નખરાળાં રણ ૯૧
આંગળીએ અંગુઠી ઉજ્જવળ, વેઢ અને વળી વીંટીરે:
પોચી સાંકળી પાતળીઆને, મુખમા મોરલી મીઠી રણ૦ ૯૨
મોતીમાળા ત્રણ તેવડી અલબેલાને ઓપેરે,
મોહનમાળા મોતી માંહે ચરણે જનને આપે, રણ૦ ૯૩
સોનાની સાંકળીઓ દોરે ડુગ ડુગીઓ માંહે ઝળકેરે
શંખ ગદાને પદ્મ ચક્ર ચારે હાથે ચળકે. રણ૦ ૯૪
મણીબંધ મળીઆ મોહીએ કાને કુંડળ મોતી રે;
જડાવનુ તિલક જદુવીરને અખંડ જ્યોત ઉદ્યોતી રણ૦ ૯૫
મુગટ મનોહર મહારાજનો, જુગમા ન મળે જોડરે,
મધ્યે ચુનીઓ ઝળકે ઝાઝી કલકીનો તોરો રણ૦ ૯૬
અદ્ભુત રૂપ અકળમાં નાવે, એક રસના શુ ભાખુરે;

અપાર એનો પાર નથી હુ કેમ કરીને ઝાખુ રણુ૦ ૯૭
જેને જેવા જોઇએ તેને, તેવા છે અલબેલોરે,
ગવાય તેમ ગુણ ગાજો એના, રખે મુગગો મેલો રણુ૦ ૯૮
ધન્ય બોડાણા ધીરજ તારી, બળવતને તે બાધ્યોરે,
જોગી મુનીને જે છે દુર્લભ, તે પ્રભુ તુજને લાધ્યો ગણુ૦ ૯૯
ડાસરામા ઠીક નીકળાયો, પ્રગણામાં પ્રિતેરે,
દુનીયામા તે ડંકો કીધો, ડાકોર રહે રગ રીતે રણુ૦ ૧૦૦
ચાગ જુગમા જાણ થયો તુ, બોડાણો બલિહારીરે,
તન મન ધન તે ત્રિકમ ઉપર સર્વે નાખ્યુ વાગી રણુ૦ ૧૦૧
અલબેલાને અરજ અમારી, એકાંતે તમે કહેજો રે,
અવગુણનો તો આક નથી, તમો શામળીયાજી સેજો રણુ૦ ૧૦૨
જો મોહન મનમાં આણો તો જુગમા ન મળે જોડરે,
ત્રાહી ત્રાહી શરણાગત રાખો રગીલા રણછોડ રણુ૦ ૧૦૩
જે જે અવગુણ જોશો તો, પ્રભુ મુજમા ભર્યા ભરપુરરે,
આગ કરો તો ઉડી જાઉ જેમ આકડાનુ તુર રણુ૦ ૧૦૪
શામળીઆ તમે સામુ જુઓ સ્નેહ ધરી શામરે,
મન ફગી મોહનજી મારૂ સેજે થાયે કામ રણુ૦ ૧૦૫
ચરણ કમલમાં ચિતડુ મારૂ તાણીને તમો રાખોરે,
ધણી થઇ ગીરધારી મુજને, તરછોડી ના નાખો, રણુ૦ ૧૦૬
બેઉ કર જોડી ચરણે લાગુ સો સો કરૂ સલામરે,
રણછોડને તમે રાખો રસીઆ, ખાનાં જાત ગુલામ રણુ૦ ૧૦૭
ગય રણછોડનો ગરબો જે કોઇ ગાશે પુરણ પ્રીતેરે;

તે ઉપર રીઝે રંગીલો રસબસ થઇ રંગ રીતે    રંગ૦ १०८
સહુ મળીને સાંભળજો હું કહું છું વાર વાર રે,
ભુલ્યુ ચુક્યું માફ કરજો કર્તા છે કીર્તાર    રંગ૦ १०९
સંવત અઢારસે અગણોતેરે, આઠમ આસો માસરે,
કૃષ્ણ પક્ષ છે રવિવારે ગુણ ગાયછે રણછોડ દાસ,    ११०

## મીરાંબઈનુ પદ.

હરિ ચાલો ડાકોરમાં જઇ વસીએ,
હારે મને લેહ લગાડી રંગ રસિએરે    ચાલો૦ १
હારે પ્રભાતના પહોરમાં નોબત વાજે,
હરિ અમે દર્શન કરવા જઇએ રે    ચાલો૦ २
હારે અટપટી પાઘ કેસરીઓ વાગો,
હારે કાને કુંડળ સોહીએરે    ચાલો૦ ३
હારે પીળા પીતાંબર જરકશી જામો,
હારે મોતન માળાથી મોહીએરે,    ચાલો૦ ४
હારે ચંદ્ર વદન અણીઆળી આંખો,
હારે મુખડું સુંદર સોહીએરે    ચાલો૦ ५
હારે રૂમ ઝુમ રૂમ ઝુમ નેપુર વાજે;
હારે મન મોહ્યું મારૂં મોરલીએરે,    ચાલો૦ ६
હારે મીરાબાઇ કહે પ્રભુ ગિરધરનાગર;
હારે અંગો અંગ જઇ મળીએરે.    ચાલો૦ ७

## હરિચ્છારામ કૃત ( લાવણી. )

ચાલો જઈએ દર્શન કરવા, ડાકોરમા ઠાકોર બીરાજે છે;
દીનોનાથ દયાળ દામોદર દર્શનથી દુખ ભાગે છે . ... ટેક.
પહેલુ દુખ બ્રહ્માનુ ભાગ્યુ શખા સુરને મારીને;
શખ નારાયણુ એટમા બેઠા વદ લાવ્યા ચાર વાળીને.
કચ્છપ રૂપે સાગર મથીઓ, ચૌદ રત્ન બહાર કાઢીને
અમૃતનો અમરોને પાયુ વીષ પાયુ વીષ ધારીને,
વરાહ રૂપે પૃથ્વી લાવ્યા આદ્ય નિરજન આજે છે દીનોનાથ૦ ૧
પ્રહ્લાદજીની પ્રિતી પાળવા ન હરી, નરસિંહ રૂપધર્યુ,
હીરણ્યા કશ્યપ ને નખે વધેર્યો વિધિનુ વાયક સફળ કર્યુ,
વામન રૂપે બળીને ચાપ્યો ઈંદરાજનુ કાજ સર્યુ,
લક્ષ્મીજી છડીદાર થઈ ઉભાં બળીરાજાનુ ભાગ્ય ભળ્યુ,
ફરશી ગ્રહી નક્ષત્રિ કીધી, જઇ કુકણુ બીરાજે છે .. દીનો ૨
અનેક દુખ દેવતાના ભાગ્યાં રાજા રાવણુ મારીને,
વિભીષણુને લકા આપી પથરા પાળજ તારીને,
કૃષ્ણ સ્વરૂપે કસને માર્યો ગોકુળમા ગૌ ચારીને,
મોરલીમા મહા મોહ પમાડયા ત્રણુ લોક નર નારીને,
બુધ્ધા રૂપે જગનાથજી જગ મગ જોત બીરાજેછે .. દીનો ૩
અકળ કળા નવ ખડમા વ્યાપી ઘટ ઘટમા તમો રમી રહ્યા
ડાકોરમાં ઠાકોર બીરાજ્યા બોડાણા પર કરી દયા,
ગગા બાઈના ગુણુ વધાર્યા સત્ય વાચથી ઓછા થયા,
ભકિત જાણી સારગપાણી ગુમળી પાછા ઘેરગયા,

માખણીમેં અરે છે સારો લીમડો મીઠો લાગે છે. દીનો૦ ૪
ઊંચું દેવળ ઊંચુ શીખર ધોળી ધજા ફરફરે
ત્રે દરવાજે નોબત વાજે, રત્નાગર ત્યાં ગરગડે
ગોમતી તીરે સંગમ તીરે સંગ આરી ત્યાં પડાપડે;
આઠે દાડે શુક્ર વારે વાલમનો વરઘોડો ચઢે;
રણછોડ રમીઓ સહુમાં વસીઓ સહુને માથે ગાજે છે. દીનો૦ ૫
ઉત્તર દક્ષિણ પુર્વ પશ્ચિમના લોક દર્શને આવે છે,
મોટા મોટા સંગ લી જઈને સંગ ડાકોરમાં લાવે છે,
નેણે નિરખું હઈડે હરખું રૂપ ઉપર જાઉં બલીહારી;
શંખ ચક્ર ને પદ્મ બિરાજે ગદા ધરી છે ગીરધારી;
સાકર માખણ તુળસીની માળા, રાય રણછોડને ચડાવે છે. દીનો ૬

મંગળા આરતિ. ૧ લી.

રૂક્ષ્મણીના રાય રણછોડ વસો મારી રૂદીયામાં
સુખ સાગર શ્રી રણછોડ વસો મારી રૂદીયામાં
પ્રાતઃ સમે પ્રભુનું મુખ નીરખી આનંદ ઉર ન સમાવરે,
સુર નર મુનીવર વેદ વખાણે નારદ સારદ ગાય. વસો૦
કોટી ચંદ્ર છબી મુખ પર વારી અકળીત રૂપ અપારરે;
મંગળ રૂપ મનોહર દીસે સેવક સુખ ભંડાર વસો૦
તાલ મૃદંગ વિણા રસ વાગે મુખ મોરલી ધનકેરરે
પ્રેમ કરીને પદ રજ વંદુ ગોપીચંદ્ર ચકોર. વસો૦
કંચન થાળ કપુર ભરી મહી પાચે જ્યોત પ્રકાશરે;
આરતી ઉતારૂં ચારા ચરણોમાની રાધા રમણ વીલાસ વસો૦

અને સીદ્ધી આગળ ઉભી મુક્તિ રહી કર જોડરે,
પ્રાણજીવન પરષોતમ સ્વામી, રાજ કરો રણછોડ     વસો૦

### આરતી ૨ જી.

મારે દીવાળી થઇ આજ હરી મુખજોવાને,
મારા સરીયા સઘળા કાજ ભવ દુઃખ ખોવાને... મારે૦
આજ દીવાળી કાલ દીવાળી, હરી જોયામે ન્યાળીરે;
સુંદર મુખ જોવાને કાજે, આંખડી થાય કાળી.
આજ મારે દીવાળી.
રત્ન જડીત સોનાની થાળી માંહી ભર્યો કપુરરે;
આરતી ઉતારૂં મારા અલબેલાની, રવી ઉગમતે સુર     આજ૦
સાવ સોનાનો સુરજ ઉગ્યો, દુધડે વરસ્યા મેહરે;
રામ કૃષ્ણ પ્રભુ એટલું માગુ સેવાને અર્થે દેહ.     આજ૦

### આરતી ૩ જી

જે રણછોડરાયા જે રણછોડરાયા.
આરતી કીજે મહારાજાની લોપે નવ માયા જે રણછોડ ટેક ૧
મોર મુગટ શીર છત્ર બીરાજે મણી માણક ચળકે, જોને મણી
મુખ બહુ મુગતના તોરા ચરણ સુધી લળકે     જે રણછોડ ૨
પાઘ કસુંબી ઝીણા સરપેચ ભેગા બહુ ધરીયા ( ૨ )
તીલક લલાટે હીરા માણેક મોતી બહુ ભરીયા     જે રણછોડ ૩
કેસર આડ મકરાકૃત કુંડળ હધી સુત એણે જડીયા ( ૨ )
એક હાથમાં આંગટી કેરા ત્રણ ભુવન લડીયા     જે રણછોડ ૪
અમુલ્ય વરની આંખલડી ધર્યું સુંદર મારે [ ૨ )

મુખારવિંદ તણી શી શોભા કેસર છે ભાલે. જે રણછોડ ૫
અમુલ્ય હીરા હોઠ બીરાજે સ્ફાટીક રવી ચળકે ( ૨ )
કૌસ્તુભ મણી કંઠમાં ઓપે માળા બહુ ઝળકે જે રણછોડ ૬
અનેક આભુષણ રત્ન હીમના પુષ્પ તણી માળા ( ૨ )
તુલસી હાર ચઢાવે પ્રભુને તે જન બહુ વાલા જે રણછોડ ૭
જરકસી જામો અંગે સોહે વીધ વીધ બહુ ભાતે ( ૨ )
ઇંદ્રાદીક બ્રહ્માદીક સર્વે સ્તુતિ કરે ખાંતે. જે રણછોડ ૮
ચતુર્ભુજ પુરૂષોતમ પુરણ અવિનાશી નામે, ( ૨ )
શંખ ચક્ર ગદા પદ્મ બિરાજે બેઉ દક્ષિણ વામે. જે રણછોડ ૯
કટી મેખલા પીતાંબર ઉપર બાંધ્યો છે પટકો; ( ૨ )
દીનાનાથ દીસે છે દયાળુ અજબ બન્યો લટકો. જે રણછોડ ૧૦
ચરણ કમળ આનંદ સાગર, સેવક સુખકારી; ( ૨ )
જે જન આવી નીરખે પ્રભુને દુઃખ કાપે ભારી જે રણછોડ ૧૧
ઝભી વાંસલી નેપુર ઓપે નટવર ને વેશે ( ૨ )
ગોપ થઇને ગાયો ચારી ગોપી રમ્યા રાસે જે રણછોડ ૧૨
જે પ્રભુ આપ અનાથના નાથ તે ડાકુર વાશી ( ૨ )
ડાકોર નાથ થઇ ને બેઠા પોતે અવીનાશી જે રણછોડ ૧૩
આઠ શીખર ગોડીધર ઉપર ચોઘડીયાં વાગે ( ૨ )
નોબત શબ્દ સુણીને પ્રાણી દુઃખ તેનાં ભાગે જે રણછોડ ૧૪
દરશન દીનાનાથ દયાળુના જે આવી કરશે [ ૨ ]
કોટી જનમના પુરણ પ્રાશ્ચિત તે પળમાં હરશે જે રણછોડ ૧૫
આરતી આ પુરૂષોતમ કેરી પ્રેમ ધરી ગાશે ( ૨ )
સુખ સંપત પામી તે પ્રાણી વૈકુંઠે જાશે. જે રણછોડ ૧૬

## સાત વારનો ગરબો.

આદીતે આનંદ સહીઅર રહ્યુ રે,
ગરીધરશુ ધરવાસ વૃજમાં રહ્યું રે;
સોમે પામ્યા સુખ શીવજી કહીઆરે;
શ્રી નંદજીનો લાલ સુજને મળીઆરે
આ મંગળે મને હેત હરીશું લાગ્યુરે;
આ હૃદય કમળનું જાણું દ્રષ્ટિએ વાગ્યુરે.
આ બુધ આવ્યો શુદ્ધ જોવા જઇએરે;
આ જાની કરીએ ગુજ વાત થઇએરે.
બ્રહસ્પતિ ગુરૂ પરતાપ સુખછે સહુનેરે;
આ સખી ઘણો આનંદ રાધા વરનેરે.
શુકરના સર્વે બોલ સહુને ગમતારે;
આ લેતા તાળી હાથ રજની રમતારે.
આ શનીએ સંદેશો હરીને કાવ્યોરે,
આ જોગ બન્યોછે આજ રમવા આવોરે.
આ સાતવાર જે ગાય નરને નારીરે;
તેનો વઇકુંઠ થાયે વાસ દેવ મોરારીરે.

## સમાપ્ત.

| | |
|---|---|
| શિવ પુરાણ સંસ્કૃત પોથી | ૫-૮-૦ |
| „ ગુજરાતી પદ્યમાં પાકું પુઠું | ૪-૮-૦ |
| અમર ચરિત્ર ભાગ ૧ થી ૪ સેટ એકના | ૧૨-૦-૦ |
| સતિ સાવિત્રી ચરીત્ર કાચા પુઠા ૦-૮-૦ પાકા પુઠા | ૦-૧૦-૦ |
| શ્રીમદ્ભગવત્ ગીતા ગુ. ટીકા પાકા પુઠા | ૦-૬-૦ |
| „ શ્રીધરી ટીકા રેશમી પુઠું | ૧-૦-૦ |
| પંચરત્ન ગીતા રેશમી પુઠા ગુટકો | ૧-૧૨-૦ |
| પંચીકરણ | ૨-૦-૦ |
| અષ્ટાવક્ર ગીતા | ૧-૮-૦ |
| શિવ મહીમ્ન ગુ. ટીકા | ૦-૩-૦ |
| સંત સમાજ ભજનાવળી | ૦-૧૨-૦ |
| નગાખ્યાન મોટું | ૧-૪-૦ |
| કુલીનની કંન્યા ( ભાગ ૧ લો ) | ૦-૪-૦ |
| કમનસીબ કમળા | ૦-૪-૦ |
| આધુનીક અપ્સરા | ૦-૪-૦ |
| અન્હિકસાર—સંક્ષેપ યજુર્વેદીય સમજુતી તથા ઉપયુક્ત શાસ્ત્રાર્થ સાથે | ૧-૦-૦ |
| ત્રીકાળ સંધ્યા યજુર્વેદીય | ૦-૧-૦ |
| વિષ્ણુ સહસ્ત્ર નામ ભાષા | ૦-૨-૦ |
| ડાકોર મહાત્મ્ય મુળ હિંદી ટીકા સહ પોથી | ૧-૦-૦ |
| ડાકોર મહાત્મ્ય રણછોડજીકા ખ્યાલ બાળબોધ લીપી | ૦-૧-૦ |
| તુલસીદાસકૃત રામાયણ સોલ પેજી ગુટકો | ૧-૪-૦ |

| | |
|---|---|
| તુલસીદાસકૃત રામાયણ બત્રીસ પેજી | ૧ ૦ ૦ |
| „ „ ભાષા ટીકા | ૩-૧૨-૦ |
| શુકોક્તિ સુધાસાગર ( ભાગવત ) ભાષામાં | ૨-૧૨-૦ |
| ભજન રત્નાવળી મોટી | ૨-૮-૦ |
| પાંચો પટલના ગુટકા. | ૧-૪-૦ |
| શિવ મહીમ્ન સ્તોત્ર | ૦-૧-૦ |
| સતિસાવિત્રી ચરીત્રનો ગરબો ( નામદાર સરકારના કેળવણી ખાતા તરફથી ઇનામ માટે મંજુર કરેલો ) બીજી | ૦-૧-૬ |
| રસિક વિવાહ. | ૦-૧-૦ |
| શ્રવણ આખ્યાન | ૦-૧-૦ |

---

એ સિવાય તમામ જાતનાં સંસ્કૃત, હિંદી, ગુજરાતી
અને ગુજરાતી નિશાળમાં ચાલતાં પુસ્તકો મળશે.

## બુકસેલર શંકરલાલ ઉમીયાશંકર પાઠક.

શ્રી શારદા પુસ્તકાલય ડાકોર.